ગુજરાત આનામાળા સીરીઝ ૨ જી.

નામ થકી રીઝે કુલણજી, લોભી રીઝે દામે;
તાડી પી ગોલાઓ રીઝે, ગોપી રીઝે શ્યામે.

Gujrati Proverbs.

ગપ્પીને ઘેર ગપ્પી આવ્યા કહો કેમ કરીએ ગપ્પીજી;
બાર હાથનું ચીભડું ને તેર હાથનું બી.

—Tit Bits—

# રમૂજમાળા-ભાગ ૧ લો.

પ્રયોજક અને પ્રકાશક.
ગોર—અંબાલાલ છગનલાલ હેરા.
શીકા ( સ્ટેટ ઇડર-મહિકાંઠા. )

સંસાર દર્શન વિનોદિની અને કમલિની, રાણી દુર્ગાવતી સવિતા, સુશિલા, વિગેરેના કર્ત્તા અને કેટલાંક માસીકોના લેખક.

અમદાવાદ
'સત્યવિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં—શા. સાંકળચંદ હરીલાલે છાપ્યું.
વિક્રમાબ્દ ૧૯૭૫. પ્રત ૧૦૦૦. ખ્રિસ્તાબ્દ ૧૯૧૯.



આવૃતી બીજી.

કિંમત. { ગ્રાહકો માટે એક આનો.
છુટક નકલનો દોઢ આનો. }

# વિનંતી પત્ર.

ગ્રાહકોને સાચી વાત જણાવવી એમાં કોઈ વાતનો પ્રતિબંધ નથી. આ આનામાળા સીરીઝમાં મુખ્ય બે ઉદ્દેશો સમાયલા છે. એક તો લેખકનું નિર્વાહ સાધન, બીજું જનસમાજના વર્તનમાં કંઇક સદ્‌ભાવ ઉત્પન્ન કરવો.

સુજ્ઞ વાંચકો, હું લેખક તદ્દન બહેરો છું તે આપ સર્વને વિદિત છે તેમજ ગુર્જર ભૂમિપર બહેરા લેખકોનો મુખ્ય આધાર ઉદાર ગૃહસ્થો અને ઉત્સાહી ગ્રાહક બંધુઓ ઉપરજ છે, મારા જેવા બ્હેરા લેખકને અન્ય ગ્રાહકો વધારી આપવા મદદ કરવી તે આપ સુજ્ઞની ફરજ જ છે.

વિ. વાંચન અને તે કેવું હોવું જોઇએ, એ દરેક બંધુઓનુ અજ્ઞાત નહિ હોય, છતાં આ આનામાળા સીરીઝો સારા લેખો ઉપરથી અનુવાદ કરી, જાતે લખી, છપાવી અને જાતેજ વેચું છું તેમજ આ વાર્તાઓ કેટલાંક પુસ્તકોના વાંચનની યાદગીરીમાંથી લખવામાં આવી છે. તો તેના મૂળ લેખકોનો પણ આભાર માનું છું.

દરેક વાંચક બંધુઓએ અન્ય ગ્રાહકો વધારી આપવા કૃપા કરવી. મારા બ્હેરા થયા બાદ મારા હિતચિંતકો તરફથી જે પ્રેમ-જીજ્ઞાસા દર્શિવૃત છે તે સદાને માટે ચાહું છું. સુજ્ઞ બંધુઓ આપ ગ્રાહક થઇ અન્ય ગ્રાહકો વધારી આપવા મહેરબાની કરશો.

વિજયા દશમી.
વડાગામ (મહિકાંઠા)

આપનો સ્નેહાધીન,
ગોર અંબાલાલ છગનલાલ.
શીકા (સ્ટેટ ઇડર–મહિકાંઠા.)

# કંજુસમલ્લની કર્મકથા.



મારવાડમાં કંજુસમલ્લ કરીને વ્યાપારી ઘણોજ કંજુસ હતો. એક પાઈ વાપરવી તે તેને જીવલેણ થઈજતું. ચમડી જાય પણ દમડી ન છુટે. અને મરી ગયલી માખને નિચોવી જોડા ઉપર ચોપડતો. લક્ષાધિપતિ છતાં ઘરમાં ખાણું માત્ર હલકુંજ વાપરતો. આ કારણથી છોકરાઓ કંટાળીને પરદેશમાં જઇ રહ્યા હતા.

એક વખત શેઠ ઉંઘી ગયો હતો, એટલામાં એક મહાત્મા ત્યાં આવ્યા. પુત્રોની વહુઓએ તે મહાત્માને આદરસત્કાર આપી ચરણે પડી દુઃખની વાત નિવેદન કરી પછી તે દયાળુ મહાત્માએ કહ્યું–કે તમારે પતિવ્રતપણામાં રહી, ઇશ્વરની ભક્તિ કરવી. જુઓ આ લાકડું પડેલુ છે. તે પર વસ્ત્ર પાથરી બેસવું અને મંત્ર ભણવો એટલે તે લાકડું તમને રત્નદ્વિપમાં પહોંચાડશે.

મહાત્માના ગયા પછી તે સ્ત્રીઓ દરરોજ રાત્રે લાકડાપર બેસી રત્નદ્વિપ જતી અને પ્રભુનાં દર્શન કરી પાછી ઘેર આવતી. દરરોજ એવડું મોટું લાકડું જુદી જુદી જગાપર ગોઠવાઇ જતું આ જોઇ શેઠના હજામે વિચાર કર્યો જે આ લાકડામાં જરૂર કાંઇક પણ યુક્તિ હોવી જોઇએ. તે રાત્રે તે હજામ લાકડાના પોલાણમાં ભરાઈ રહ્યો, રાત્રે નિયમ મુજબ સ્ત્રીઓ આવી, મંત્રભણી લાકડા ઉપર બેઠી, કે લાકડું ઉંચે આકાશ તરફ ઉડયું. હજામ તો, ચકીત થઇ ગયો.રત્નદ્વિપ ગયા બાદ સ્ત્રિઓ ભગવાનના દર્શન કરવા ચાલી ગઇ એટલે હજામ જેટલાં રત્ન લેવાય તેટલાં લઇ પાછો પોલાણમાં પેસી ગયો નિયમ મુજબ સ્ત્રિઓ ઘેર આવી, અને હજામ ભાઈ પણ ઘેર ગયા રત્નના પ્રતાપથી હજામ પૈસાવાળો થયો. એટલે એક દિવસે શેઠે

હજામને પૂછ્યું અલ્યા માલા! હવે હજામત કરવા કેમ આવતો નથી? અને તું આટલો બધો પૈસા છુટ કયાંથી ?

હજામભાઇના પેટમાં કાંઇ વાત ટકી નહિ, અને ખુલ્લે ખુલ્લું રહસ્ય જણાવી દીધું કે, શેઠ. એ બધો તમારા ઘરનો પ્રતાપ છે. સાંભળી કં જુસમલ્લવિચારમા પડયો,અને તેજ રાત્રે તે તૈયાર થયો,અને લાકડાના પોલાણમાં પેસી ગયો. સ્ત્રિઓએ મંત્ર ભણી કપડું પાથર્યું કે લાકડું આકાશ તરફ ઉડયું. રત્નદ્વિપ જતાં સ્ત્રિઓ દેવદર્શન કરવા ગઇ, એટલે કંજુસમલ્લ બહાર નિકળ્યો. તેનાથી લેવાય તેટલાં રત્નો લીધાં. કેટલાંક લાકડાના પોલાણમાં ભરી દીધાં. કેટલાંક બગલમાં માર્યાં, કેટલાંક મોઢામાં માર્યાં અને ખુબ ખુબ રત્નો લીધાં, વળી વિચાર કર્યો કે હજુ હું કાલે આવીશ. ને બીજાં રત્નો લઇ જઇશ. તરત પાછો સાંકડે માંકડે લાકડાના પોલાણમાં પેસી ગયો, એટલામાં વહુઓ આવી, કપડું પાથરી મંત્ર ભણી બેઠી કે લાકડું આકાશ તરફ ઉડયું મધ્ય સમુદ્રમાં પહોચ્યું, કે એક સ્ત્રિએ કહ્યું.

બ્હેન ? આજ કંઇક લાકડું ભારે જણાય છે. આપણે જલદી ઘેર જવું જોઇએ. જો આપણો સસરો જાગશે તો ફજેતો થશે, એટલે બીજી સ્ત્રિએ કહ્યું.

ત્યારે એમજ કરો કે આ લાકડું અહીં સમુદ્રમાંજ નાખી આપણ વસ્ત્ર ઉપરજ ચાલો એટલે વહેલાં ઘેર પહોંચી જઇશું. અહીં પોલાણમાં પેઠેલો કંજુસમલ્લને ચટપટી થઇ. અને ગભરાતાં ગભરાતાં કહેવા લાગ્યો વહુ દીકરા ? એતો લાકડામાં મેં દ્રવ્ય ભર્યું છે. અને હું અહીં પોલાણમાં પેઠેલો છું. ભલે મોડું થાય પણ લાકડું મૂકી દેશો નહિ.

વહુઓએ વિચાર કર્યો કે રત્નોની તે કયાં ખોટ હતી ? તે પથ-

રાતો ઘરમાં ઘણાએ પડ્યા છે. અને આવા કંજુસ સસરાને પાને પડી આપણે કાંઇ પણ સુખ મેળવ્યું નથી. આપણા પતિ તેના જુલમથી દેશાવર રહે છે માટે આ લાગ ઠીક આવ્યો છે. હવે તો લાકડું છોડીજ દેવું. એમ વિચાર કરી લાકડું મુકી દીધું. અને સ્ત્રિઓ કપડાપર બેસી ઘેર ગઇ ને કંજુસમલ દરિયામાં પડી ડુબી મરી ગયો.

અર્થાત કૃપણ માણસનું ધન, દેવને માટે, વિપ્રને માટે બંધું આદિકને માટે આત્માને માટે કાંઇ કામમાં આવતું નથી તેનું ધન તો, અગ્નિ, ચોર કે રાજાના હાથમાં પડે છે. તેમ કીડીઓએ ભેગું કરેલું ધાન્ય માખીઓએ સંચેલું મધ અને કૃપણે મેળવેલી લક્ષ્મિ એ ત્રણેના ભોગી પારકાઓજ હોય છે.

સાર એ છે જે—દ્રવ્યવાન ગૃહસ્થે વ્યવહારિક બાબતમાં તેનો યોગ્ય ખર્ચ કરવો. અને પરમાર્થમાં ઉદાર દીલ રાખવું. પણ કંજુસાઇ કરવી નહીં.

## મુંબઇની વાતો.

અલ્યા બ્હેચરા? પછી હુ મુમ્બાઇ ગયો. અલ્યા મુમ્બાઇની શું વાત કરૂં? પાણીતો એક લોઢાની ભુંગળીમાંથીજ આવતું. ગાડીયો, ઘોડા, બળદગાડીઓ કોઇ કોઇ તો વળી ખટારો રેંકડો, એવાં એવાં એ નામ કહેતા મોંતગાડી તરામગાડી એ બધુ નામ કીને યાદ હોય મ્હારા ભા?

અલ્યા બ્હેચરા? એક ત્રામ ગાડીમાં હુ તો બેઠો, કે માસ્તરે તારને ગરડી લગાડી કે ગાડી તો ધબધબ હેંડવા માંડી, બળદે નહિને ચેલુ રેલગાડીના જેવું આગળ હાકવાનુ એ નહિ. અંગ્રેજ સરકાર? તું તો દેવ છે ભા? એ દેવતાઇ કામ કુણ કરે? મેં તો એક જણાને પૂછ્યું કે આ ગાડીનું ભાડું શું લેશે?

તે એક જાડો શેડીયો હતો. બોકડાના જેવુ તો માથું. ને પેટ તો જાણે હમણાજ ફૂટી જાહે. એવા એવા એ સેઠે કીધું પટેલ? જ્યાં જશો ત્યા એક આનો ટીકીટ છે. મેં જાણ્યું ઠીક લાગ આવ્યો છે હવે તો ગોધરાનીજ માગું એટલામાં માસ્તર આવ્યો, મને કહે ટીકીટ મેં હાથમાં આનો આલ્યો. માસ્તર કહે ક્યાં જવું. મેં જવાબ વાળ્યો " ચ્યાં તે વળી ગોધરે, ગોધરાની આલજો. "

માસ્તરે મને ઉતારી પાડયો. ને કહે ગોધરે જાના તો જાઓ રેલગાડીમેં કહી થપ્પડ મારી તે જુદી.

અલ્યા બ્હેચરા એ ગાડીનું નામ શું?

બેચરો—મારો દીચરો. ગાડાં હાંકી હાંકી ધુળનાં ઢેરાં ખાઇ ખાઈ જનમ કહાડયોને એટલુ એની જાણે? એતોલ્યા ટ્રામગાડીલ્યા ટ્રામ.

પુંજા પટેલ—અલ્યા બ્હેચરા પેલુ બે પગના વચમા ઘાલીને દોડે, એ હુલ્યા એ? તું તો ભણેલો છે એટલે પૂછવું પડે, બેચરો—એ તોલ્યા " બાયસાયકલ " સાઈકલ.

---

## ઉંદરીયા વેપારીની વાત.

જ્યારે હુ માતાના ગર્ભમાં હતો ત્યારેજ મારા પિતા પરલોક વાસી થયા હતા મારી માતા ભોળી અને એકલી એટલે અમારા ભાયાતો સર્વ મીલકત સોળવી ખાઇ ગયા છ સાત વર્ષની ઉમ્મરે મને કોઈ મહેતાજીની નિશાળે મૂકયો. જ્યાં હું ગણીત વિદ્યા અને લખતાં વાંચતાં શિખ્યો એટલે મ્હારી માતાએ મને ઉપદેશ કર્યો.

બેટા? આપણા વાણીયા છીએ અને તું સારા ગ્રહસ્થનો પુત્ર છે—માટે વ્યાપાર કર! આંપણા ગામમાં વિશાખીલ નામનો શેઠ

કોઈપણ કુલીનને બ્યાજુકા રૂપિઆ આપે છે માટે તે લઇ આવી વ્યાપાર કર?

હું તે શેઠને ઘેર ગયો વિનય કરી બેઠો એકલામાંજ શેઠે ખીજાઈ જતાં એક વાણીઆના પુત્રને આમ કહ્યું.

અરે મૂખ મેં ત્હને અનેકવાર પેસા આપ્યા છતાં તેં મૂળ દ્રવ્ય પણ ગુમાવ્યું. જો વાણીયાનો દીકરો હોય તો આ મરી ગયલા ઉંદરડામાંથી પણ અપાર દ્રવ્ય મેળવે.

આ સાંભળી મારા મનમાં વાણીયા પણાનુ અભીમાન આવ્યું. અને તે મરેલો ઉંદર ઉપાડતાં મેં શેઠને કહ્યું. શેઠ? થોડી મૂડી માટે મને આ ઉંદર ઉધાર આપો. હું આપના અમોલ્ય ઉપદેશની અજમાયાશ કરવા ઉચ્છું છું. એ પછી તેના ચોપડામાં ઉધાર કરાવી. ઉંદર લઇ હુ ચાલતો થયો અને શેઠ આ જોઇ હસ્યો.

કેટલોક સમય પછી એક વાણીયાએ ચણાનો કોઠાર માટે એક બીલાડો પાળ્યો હતો. અન્નથી બીલાડો સંતુષ્ટ નથી એમ જાણી વાણીયો ઉંદર ખોળતો હતો. મેં તેને તે તાજો ઉંદર આપ્યો. મને પૈસા મળ્યા. જેમાંથી હુ એક પાણીનો ઘડો અને થોડાક ચણા લઇ ગામ બહાર પરામાં જઇ બેઠો જે પરૂ કઠીયારા લોકોનુ વિશ્રામ સ્થાન હતું દરરોજ હું તેમને પાણી પાઈ થોડા દાળીઆ આપતો તેના બદલામાં તે કઠીયારા મને લાકડાં આપતા, જે વેચી પૈસા ઉપજાવતો બીજે રોજ પાછો તે જગાપર જઇ બેસતો એમ નિરંતર ઉદ્યોગથી મારી પાસે ઠીક પૈસો પેદા થયો પછી તો મેં લાકડાનો વેપાર જારી રાખી ચોટામાં એક દુકાન પણ લીધી અને બનતા બીજા ધંધાઓ ચાલુ રાખ્યા એ પછી દુરદેશાવર વહાણુ રાખી વેપાર કરવા લાગ્યો. મારા કાકાઓ ભાઇઓએ,દબાવી પાડેલી મીલ્કતો

સરકાર લડીને મેં પાછી મેળવી ગીરો મૂકેલી મીલ્કતો છોડાવી.ને હાલ હું કોટીધ્વજ થયો છું. પછી એક સોનાનો ઉંદર કરાવી. વિશાખીલ શેઠને ત્યાં જઇ જમા કરાવી. તે ઉંદર શેઠના હાથમાંમુકયો. શેઠે મારી ચાતુર્યતાપર પ્રસન્નથઇ પોતાની દીકરીને લાયક ઘર વર જોતાં મારી સાથે પરણાવી. અને " માફું નામ પડી ગયું છે." તે વેપારી વર્ગમાં પ્રસિદ્ધ છે.

સાર એ છે જેઃ-નિરંતર ઉદ્યમથી માણસ અપાર સંપત્તિ મેળવે છે.

## * વિદ્યાશંકરની સ્ત્રી રાંડી. *

વિદ્યાશંકર, બાર વર્ષ સુધી કાશીએ રહી વેદના એકે એક અક્ષર ગોખી કહાડી ઘર તરફ પાછો ફર્યો હતો. એટલામાંજ ત્હેના ગામનો એક મશ્કરો ત્યાં આવી ચડયો વિદ્યાશંકરને ઘણા વરસે જોઇ કહેવા લાગ્યો. મહારાજ ? ત્હમે કેટલુ ભણ્યા ?

વિદ્યાશંકર—હુ ચાર વેદ, ખટશાસ્ત્ર-વ્યાકરણ-ઉપનિષદ-વિગેરે સર્વે મોઢે કરી ગયલો છું.

ટીખલી—હવે કાંઈ બાકી ?

વિદ્યાશંકર—હવે તો કંઇ નહિ. પણ મારા ઘેરતો કુશળ છે ને ?-( ટીખલીએ-વિચાર કરી વિસ્મીતહાસ્ય સાથે કંઈક દીલગીરી બતાવતાં જુવાબ વાળ્યો )—

અરે પણ બહુજ ખરાબ થઈ ગયું. તમારે સ્નાન કરવું જોઇએ. વિદ્યાશંકર પંચીયુ બદલી તળાવમાં જઇ ઉભો રહ્યો. એટલે ટીખલીએ કહ્યું મહારાજ બહુજ ખરાબ થયું ત્હમારાં સ્ત્રિ રાંડયાં.

વિદ્યાશંકર—હરનમઃ શિવાય-શિવ-શિવહર-હવે મારે કેમ કરવું. તે મશ્કરાએ કંઇક મંદ હાસ્યથી જુવાબ વાળ્યો-કેમ, તે

વળી–તમારે માથે ધોળું બાંધવું અને ગામની ભાગે.જેથી પોક મૂકતાં જવું–ઘેર જઇ બહુજ રોવું–જ્યારે તમને કોઇ છાના રાખે ત્યારે તમારે છાના રહેવું. એ પછી વિદ્યાશંકર અને મસ્કરો છુટા પડયા.

એ પછી ગામની–ભાગોળે આવી–અને વિદ્યાશંકરે પોક મૂકવી શરૂ કરી–ઠેઠ ઘેર જઇ બહુજ જોરથી રોવા લાગ્યો. એટલામાં ત્હેની વિધવા બ્હેને આવી પૂછ્યું.

ભાઇ ? ત્હમો બાર વરસે ભણીને ઘેર આવ્યા–અને અમારે તો, આનંદ જેવો દિવસ પણ આશું તમો છાના રહો–મને કહોતો ખરા કે શું થયું ?

વિદ્યાશંકર—કંઇ નહિ. બ્હેન—તોપણ કંઇક ?

વિદ્યાશંકર—બહુજ ખરાબ થઇ ગયું.

બ્હેન—શું ? તે તો કહો. વિદ્યાશંકર—મ્હારી સ્ત્રિ રાંડી.

બ્હેન—ભાઇ ? ત્હમો બેઠા છો ને ત્હમારી સ્ત્રિ તે રાંડે ? એ પછી વિદ્યાશંકર કહેવા લાગ્યો. જોને બ્હેન–હુ બેઠો છુ ને તુ રાંડી. ત્યારે મ્હારી સ્ત્રિ કેમ ન રાંડે ?

( સો તેના ભણતરની ગણના કરવા લાગ્યા ને–તેની મૂર્ખતાઇ પર હસવા લાગ્યા ).

તાત્પર્ય–એ છે જે–કોઇ પણ કામમાં જનસમાજ તરફથી ઉપહાસ્ય ન થવું જોઇએ–એમ વિચાર કરીને કરવું.

---

## ઘંટાશંકર અને બંટાશંકરની ગુરૂ સેવા.

કોઈ એક ગુરૂજીના આશ્રમમાં થોડો વખત થયાં, ઘંટાશંકર અને બંટાશંકર નામના બે શિષ્યો આવી રહ્યા હતાં, તેઓ બંન્નેમાં ધર્મનીસ્પર્ધાને લીધે એક બીજા પરભીજા ભાવ હતો. આ

આશ્રમમાં એવા રીવાજ હતો જે દરરોજ વારાફરતી અમુક બે શિષ્યોએ ગુરૂના ચર્ણની સેવા કરવી નિયમ મુજબ મોટા શિષ્યે ઘંટાશંકર અને બંટાશંકર આજ્ઞા કરી કે આજે ગુરૂચર્ણનીસેવાનો ત્હમારો વારો છે. સાંજે નિયત જગાપર આવી ગુરૂજી બેસી ગયા, એટલે ઘંટાશંકરે પોતાના સેવ્ય જમણા પગની સેવા કરવા માંડી અને બંટાશંકર કાંઈક કામ પ્રસંગે બહાર ગયો હતો.

હમણાજ ઘંટાશંકર ગુરૂચર્ણની સેવામાં લાગી રહ્યો છે એટલામાં ગુરૂજીને ઉંઘનુ ઝોકુ આવ્યું. અને પોતાના સેવ્ય જમણા પગ ઉપર ગુરૂજીનો ડાબો પગ પડી ગયો. એટલામાંજ ઘંટાશંકર ક્રોધથી લાલચોળ થઇ ગયો અને ઉદ્દેશી ડાબા પગને કહેવા લાગ્યો અરે દુષ્ટ તું મારા દુશ્મનનો સેવ્ય ચર્ણ થઇ મારા સેવ્ય પગને કચરી નાખે છે? બસ–હવે તો ત્હને અડાવીજ દઉ તો? એમ કહેતાંપોતાના દુશ્મન બંટાશંકરના સેવ્ય પગને જોરથી ધક્કો મારવા જાય છે એટલામાંજ બંટાશંકર બહારથી આવ્યો. અને પોતાના સેવ્ય પગ તરફ દૃષ્ટિ કરતાં ઘંટાશંકરને ક્રોધથી કહેવા લાગ્યો.

અરે દુષ્ટ? તુ મ્હારા સેવ્ય ડાબા પગને શા માટે મારે છે? બસ હવે તો ત્હારા સેવ્ય જમણા પગનાં હાડકે હાડકાં જુદાંજ કરી નાખું તો? એમ કહેતાં દુર પડેલો ઘોકો લેવા ગયો. એટલે ઘંટાશંકર ઉદ્દેશી કહેવા લાગ્યો. અરે દુશ્મન? તું મ્હારા સેવ્ય પગને મારે ત્યાર પહેલાં હું ત્હારા સેવ્ય પગને કાપીજ નાખુ તો? બંટાશંકરે–ઘંટાશંકરના સેવ્ય પગને દંડુકો લગાવી દીધો. એટલે ગુરૂજી ઝબકીને જાગી ઉઠયા. અને ઘંટાશંકર દૂર પડેલો છરો લેવા દોડયો. અરે? કોઈ દોડો મને મારી નાખ્યો. એમ ગુરૂજી બુમો પાડવા લાગ્યા. કેટલાક શિષ્યોએ આવી ઘંટાશંકર અને બંટાશંકરને છુટા

પાડયા. બાદ મોટા શિષ્યે કહ્યું અરે મૂર્ખાઓ, તમો કેવળ અજ્ઞાની છો ગુરૂજીના બે પગ તેમાં કોઈ ડાબો અને જમણો તે કંઇ જુદા નથી જે આપણા ગુરૂજીના જ પગ છે. અને તમો બંન્ને ચર્ણોની ભીન્ન ભાવના રાખો છો તે તમારી મૂર્ખતા છે.

એ પછી ઘંટાશંકર અને બંટાશંકર શરમાઇ ગયા. સાર એ છે કે દરેકનો ધર્મ અને ઇશ્વર એકજ છે. માટે ધર્મની સ્પર્ધા કરવી નહિ.

# અમે સ્નાન કરીએ છીયે.

## स्नानंकृत्वा—स्नानंकृत्वा.

ત્રણ વેદાન્તિ બ્રાહ્મણો રાજાના મહેલમાં ચોરી કરવા ગયા. જ્યાં એક બાજુએ, સોનાં મહોરો અને હીરામાણેક આદી જવાહિરો પડેલાં હતાં. અને બીજી બાજુએ રાજા અને રાણી નિંદ્રાધિન થઇ ગયાં હતાં. પહેલાં બે મીત્રોએ સુવર્ણ મહોરો બાંધતા પહેલાં ત્રીજા મીત્રને ઉદ્દેશી કહ્યું.

ભાઈ ? આ સુવર્ણ લેવામાં કાંઈ બાધ તો નથી ને ? તે મીત્રે કહ્યું, અરે મૂર્ખાઓ—એક ઠેકાણે કહ્યુ છે જે સુવર્ણમાં કલિયુગ રહેલો છે. માટે તે તો અનર્થકારી એ પછી સુવર્ણને ત્યાં પડયુ રહેવા દઇ હીરા માણેક તરફ દષ્ટિ કરી એકે બીજાને કહ્યું.

મીત્ર, આ હીરામાણેક લેવાં એમાં શો દોશ ? તેણે પોતાની બગલમાંથી પોથી કહાડી નિચે જઇ દીવાને અજવાળે જોયું તો તેમાં પણ નિચે મુજબ લખેલુ હતું. કે "રાજા, બ્રાહ્મણ અને દેવ, એ ત્રણેનુ દ્રવ્ય કદી પણ ચોરવુ નહિ." એવી રીતે શાસ્ત્રના નિયમ મુજબ બધુ ત્યાં પડયું રહેવા દઇ. દૂર પડેલાં ડાંગરનાં છાલાં (ફોતરાં)

ની ત્રણ ગાંસડીઓ બાંધી એટલાંમાં ત્રીજો વિચાર નજર આગળ ઉપસ્થિત થયો—અરે, રાજાની મીલ્કત ચોરવી. અને દેવનુ દ્રવ્ય લેવું. એ બરાબર છે. તે પહેલાં ગંગામાં સ્નાન કરી, લેવામાં કોઇ જાતનો દોશ નથી. અરે ! પણ અહીં ગંગા નદી તો નથી પણ આ સ્ત્રિ (રાણી) એ પણ એક સરિતા બરાબરજ છે. અને તે સ્ત્રિ રૂપ સરિતામાં પહેલાં સ્નાન કરી પવિત્ર થવું જોઇએ. એ પછી તો ત્રણે પંડિતો રાણીના પલંગ પર ધબોધબ કુદી પડયા. અને **स्नानंकृत्वा**, **स्नानंकृत्वा**, એમ કહેવા લાગ્યા, રાણી એક દમ ઝબકી ઉઠી, અને રાજા ગભરાઇ ગયો. મહેલમાં કોલાહલ મચી રહ્યો એ પછી ખરૂ રહસ્ય ખુલ્લુ થતાં સૌ આશ્ચર્યમાં પડી ગયા. અને રાજાએ ત્રણે મહારાજોને એક એક સુવર્ણ મહોર આપી વિદાય કર્યા.

સાર એ છે જે ભણવું અને પછી પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવો.

## ભગાભાઇની અક્કલની તારીફ.

સાંભળો છો કે ? ગામમાં ભેંસોનુ ટોળુ આવ્યુ છે. માટે એક ભેંસ પણ આપણે લેવી જોઇએ ( પટલાણીએ કહ્યું )

ભગાભાઈ—લઉ તો ખરો, પણ તું છાશ મારી બેનનાં છોકરાંને આપજે.

પટલાણી—તમારી બેનનાં છોકરાં, અને મારા ભાઇનાં છોકરાં ક્યાં નથી કે હું તમારી બેનનાં છોકરાંને છાશ આપું ?

ભગાભાઈ—( ક્રોધથી ) રાંડ ન આપે તો મારીને હાડકાં ભાગીજ નાખુ તો ? પટલાણી—છાશ તો ન અપાય સાંભળતાંજ

ભગાભાઇનો પિત્તો ઉખડી ગયો બહાર પડેલું સાંબેલું લેવા દોડયા એટલામાં એક સારા માણસે આવી ભગાભાઇને સમજાવી ઠંડા પાડયા.

ગામમાં ડાહ્યા ભગાભાઈ છે. સૌ કોઈ ભગાભાઈને પૂછી વાત કરે છે. એક રબારીને ત્યાં છાશ થઈ રહી કે ઊંટે ગોળીમાં મોંઢુ નાંખ્યું છાશ પીધી પણ ઉંટનું મોઢુ ગોળીમાંથી નિકળે નહિ. રબારી ભગાભાઇ પાસે સલાહ લેવા આવ્યો. ભગાભાઇએ કહ્યું. જા ? જઇને ગોળી ફોડી નાખ એટલે મોંઢું નિકળી જશે. બાદ ઉંટનુ મોઢુ નિકળ્યું પણ કાંઠલો ગળામાં રહ્યો. રબારી પાછો સલાહ લેવા આવ્યો. એટલે ભગાભાઇએ હોકો ગુડ ગુડાવતાં જવાબ વાળ્યો. મારો દીચરો ઓથથાળ જા ? જઇને ઉંટનું ગળું કાપી નાખ ? એટલે કાંઠલો પણ નિકળી જાહે. ઉટ બૂમો પાડે પણ જોર કરળાં કાંઠલો નીકળે નહિ. છરો લઇ રબારી આવ્યો એટલામાં સારા માણસે સમય ચુકતા વાપરી. કાંઠલો ભાગી નાંખ્યો. સૌ નવા જમાનાની અક્કલની તારીફ કરવા લાગ્યો. ( ત્યારથી ભગાભાઇની કહેવત ગુજરાતમાં પ્રસિદ્ધ છે. )

---

## આડાને બદલે નાડું પકડનાર મુલ્લાંજી.

---

એક વહોરાને વેપાર સંબંધી કામકાજ માટે અમદાવાદ જવું પડતું. રેલવે નહોતી ત્યારે તે ગાડાની મુસાફરીમાં જતો આવતો. નિયમ મુજબ વહોરાજી ગાડામાં બેઠેલા છે. અને ગાડું ધીમે ધીમે ચાલ્યાં જાય છે. એટલામાં ઢાળાણવાળી જમીન આવતાંજ ગાડાવાળાએ વોરાજીને કહ્યું-મુલ્લાજી ! એ ! મુલ્લાજી આડુ બરાબર પકડી રાખજે. જુઓ આ ઢાળ આવ્યો, મુલ્લાજીએ કહ્યું—હા હા પકરૂં છે. તું

તારે ગાડુ આગર ચલાવ. કહી મુલ્લાજીએ પોતાના સુથણાનું નાડુ પકડી રાખ્યું. વળી બીજી વાર પણ ગાડાવાળાએ કહ્યું–મુલ્લાંજી ? આડુ મઝબુત પકડજો. મુલ્લાજીનો પિત્તો ઉખળી ગયો. અને બોલ્યા–પકરૂં છે. પકડયું છે. સાલા ! ગારૂ આગળ ચલાવ !

ગાડાવાળાએ ગાડું આગળ ચલવ્યું કે મુલ્લાંજી ડફાંગ કરતા ભોંયપર કુદી પડયા. ( પડી ગયા ) અને ગાડું તો છેક નિચે જઇ ઉભું રહ્યું. વળી ગાડાવાળો વહોરાજી પાસે આવ્યો અને હાસ્ય કરી બોલ્યો. મુલ્લાજી ? મેં તમને આડું પકડવાનું કહ્યું હતું અને કેમ ભૂલી ગયા ? વહોરાજી પોતાના સુંથણાનું નાડું બતાવતાં બોલ્યા: " સાલા આંધરો છે ? જો દેખતો નથી ? આ હજુ ટો પકરી રાખું છે. " [ આ જોઈ ગાડાવાળાને મુલ્લાજીની ભોળાઇ પર ઘણુંજ હસવું આવ્યું.)

કેટલાક દિવસ પછી વહોરાજીનાં માલથી ભરેલાં ગાડાં લુટાઇ ગયાં એટલે શેઠે તેમને પૂછ્યું. અસમાલજી ! એમ કેમ ? ટમે પોલીસમાં કેમ નહિ સંભરાવું. ટો આપરા માલનો કોઇક વખત પટ્ટો બી લાગટે.

અસમાલજી:—શેઠ ! ચોર માલ ભલે લૂતી ગયા. પણ ભરટીયું તો મારી પાસે છે ને ? તે સાલાઓ ભાવ ટાલ વગર માલ કેવી રીતે વેચશે ?

સાર એ છે જે—કોઇ પણ કામમાં વધારે ભોળાઇ વપરાતાં ઉપહાસ્યને પાત્ર થવું પડે છે.



# મીયાં ફસ્કુ અને તિસ્મારખાંનો સંવાદ.

( એક શિતળ વડવૃક્ષની નિચે આવી સ્વચ્છ નિર્મળ પાણીના ભરેલા સરોવરમાંથી પાણી પીને બે મીયાંભાઇ નિચે મુજબ વાતો કરવા લાગ્યા. )

દેખોજી! ખુદાને યે કયા ચીજ બનાદી કેસી ઠંડી લ્હેર આતી હૈ. યે તલાવ હૈ. ઉસ્સા પાનીકા સબ ઘી બનજાવે. ઓર એ બડકે પત્તેકી સબ રોટી બન જાય. તો "બંદા ઝબોલ ઝબોલકે ખાય."

( તિસ્મારખાંએ હવાઇ કીલ્લો બાંધવો શરૂ કર્યો. )

તુમ એકીલે કેસે ઉસ્મે હમેરા બી ભાગ હૈ. ફસ્કુએ કહ્યું.

સાલે? ઉસ્મે તુમેરા કેસે ભાગ? હમ પહેલે બોલે એટલે સબ હમેરા, એક રોટીકા ટુકડેબી નહિ દઉં હાલ મેં મોંઘવારી કેસી ચલતી? ( તિસ્મારખાંએ ઉશ્કેરાતાં બાણ છોડયું. )

ઉલ્લુ મુહ સંભાળ કે બોલીયો, મીયાં ભારી હો જાયગી.

( ફસ્કુ ચ્હીડાઇ ગયો. )

સાલે? તેરા ચલે તો મારડાલીયો!

તિસ્મારખાંએ બેપરવાઇ બતાવી.

"બંને મિત્રો વાતવાતમાં ઉખડી પડયા. મારામારી પર આવી ગયા એટલામાંજ કંઈ ખડખડાટ થતાં બહાદુર ફસ્કુ નાશી ગયો. અને તિસ્મારખાં મહા મુશીબતે ઝાડ પર ચ્હડી ગયો. તપાસ કરતાં જણાયું કે અવાજ ખીસકોલીનો હતો ત્યારથી મીયાંભાઇની વાતો પણ આપણા પુસ્તકોમાં પ્રસિદ્ધ થઈ છે.

## શેઠ નોકર ઉપર તફ્ફડાઈ ગયા.

શેઠનો મગજ તપી ગયો છે. સુઇ ગયા પણ ઉંઘ આવી નહી અને નોકર ઉપર તફ્ફડાઇ ગયા. અલ્યા રામા ! હરામખ્ખોર—આમ આવ ? એમ કહી શેઠે બૂમ મારી. રામો આવ્યો; અને નમ્રતા-પૂર્વક શેઠને કહેવા લાગ્યો;—

**कसे सेटजी !–निंद नाहीं आली !–पवन ढालुं !—**

ત્યા લટક—મટક કરતાં શેઠાણી આવ્યાં અને શેઠને કહેવા લાગ્યાં તમે કોઈ રમૂજી વાત વાંચો પછી શેઠ દમ્મ દઇને ઉઠયા અને કબા-ટમાંથી એક ચોપડી કાઢી વાંચવા માંડી; જેમ જેમ શેઠ ચોપડી વાંચતા ગયા તેમ તેમ પેલાં શેઠાણી—ખ્ખી;—ખ્ખી;—ખ્ખીને;—હીં હીં—હીં—હસતાંજ ગયાં અને તેમને ગલી પગી થઈ આવી. રામાએ આવી શેઠાણીને પકડી રાખ્યાં તોપણ હસવું બંધ રહ્યું નહી. જ્યારે શેઠે ચોપડી વાંચવી બંધ કરી ત્યારે જ શેઠાણી એક કળની માફક ચૂપ્પ થઇ ગયાં.

---




શ્રી " સત્યવિજય પ્રિન્ટીંગ પ્રેસ " માં શા. સાંકલચંદ હરીલાલે છાપ્યું
પાંચકુવા નવાદરવાજા—અમદાવાદ.